## સંપૂર્ણ સ્વતંત્રતા

અને

## સાચી લોકશાહીને માર્ગે

# આગે બઢો



મૂડીવાદી નીતિ સામે
ક્રાંતિકારી કાર્યક્રમ



કિંમત ૨ આના



પીપલ્સ પબ્લિશીંગ હાઉસ લિ. મુંબઇ

# આજની રાજકીય પરિસ્થિતિ પર હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિની તા. ૭ થી ૧૭ ડિસેમ્બર ૧૯૪૭ની મુંબઇમાં મળેલી બેઠકે પસાર કરેલો ઠરાવ

**આ**જે દુનિયા સ્પષ્ટ રીતે બે છાવણીઓમાં વહેંચાઈ ગઇ છે—એક છે શાહીવાદની અને બીજી છે લોકશાહીની છાવણી.

**શાહીવાદી છાવણીની** નેતાગીરી બ્રિટિશ-અમરિકી શાહીવાદે લીધી છે. તે સારી યે દુનિયા પર પોતાનું વર્ચસ્વ જમાવવા માગે છે; અને તેનો એક મુખ્ય ઉદ્દેશ દુનિયા ભરમાં શાહીવાદને મજબૂત બનાવવાનો, નવી શાહીવાદી લડાઇની તૈયારી કરવાનો તથા દરેક દેશની અંદર લોકશાહી અને સમાજવાદ સામેની પ્રત્યાઘાતી ફાસિસ્ટ તરફી ચળવળો અને રાજસત્તાઓને મદદ કરવાનો છે.

**લોકશાહી છાવણીમાં** બળવાન સોવિયેત સંઘ, પૂર્વ યુરોપનાં નવા લોકશાહી રાજ્યો, ચીનનું જોરદાર મુક્તિ આંદોલન, લોકશાહી અને રાષ્ટ્રીય આઝાદી માટે લડતા વિએતનામ અને ઇન્ડોનેશિયા જેવાં સંસ્થાનો અને પરાધીન દેશો તેમજ દુનિયાભરનાં લોકશાહી બળોનો સમાવેશ થાય છે. આ લોકશાહી છાવણીનો મૂળભૂત હેતુ શાહીવાદી ગુલામગીરી અને નવી લડાઈની ધમકી સામે તેમજ રાષ્ટ્રીય આઝાદી, લોકશાહીના વિકાસ અને સંગઠન તથા ફાસિવાદના અવશેષોને નાબૂદ કરવા માટે લડવાનો છે.

# દુનિયાના રાજકારણમાં હિંદનું સ્થાન

આઝાદી, લોકશાહી અને વિશ્વશાંતિ માટે આંતરરાષ્ટ્રીય સહકાર વિશેના આપણા આદર્શો જોતાં પાકિસ્તાન સહિત સમગ્ર હિંદનું યોગ્ય સ્થાન લોકશાહી છાવણીમાં રહેલું છે. આ લોકશાહી છાવણી ગમે તે અમુક રાજ્યોનું જૂથ નથી; પરંતુ શાહીવાદી વર્ચસ્વ સામેના સહિયારા સંગ્રામમાં એકત્ર થનાર દુનિયાભરનાં તમામ લોકશાહી બળોનું એક સંગઠન છે.

પંડિત જવાહરલાલ નહેરૂએ હિંદનું સ્થાન બેમાંથી એકેય છાવણીમાં નહિ એવું "તટસ્થતા"નું ગણાવ્યું છે. આ કહેવાતી તટસ્થતા આપણા દેશને બ્રિટિશ અમરિકી શાહીવાદી છાવણીની શરણાગતિ તરફ જ લઈ જાય છે. આ શરણાગતિના દાખલાઓ બની ચૂકયા છે. તાજેતરમાં હિંદના પ્રતિનિધિમંડળે રાષ્ટ્રસંઘ (યુનો)માં ખુબજ મહત્વના મુદ્દાઓ ઉપર લોકશાહી બળોની વિરૂધ્ધ મત આપ્યો છે અને શાહીવાદી જૂથની બાજુ લીધી છે. હિંદના પ્રતિનિધિ-

એએ "લીટલ એસેમ્બલી" જે રાષ્ટ્ર સંઘની અંદરનાં લોકશાહી અને શાંતિ-ચાહક બળોને નબળાં પાડવા માટેનું બ્રિટિશ-અમરિકી પ્રત્યાઘાતીઓનું હથિયાર છે તેની સ્થાપના કરવાની તરફેણમાં મત આપ્યો છે તથા કોરીઆમાંથી પરદેશી લશ્કરોને તાબડતોબ પાછા ખેંચી લેવાની માંગણી વિરૂદ્ધ પણ પોતાનો મત આપ્યો છે.

આ રીતે, પાકિસ્તાન તેમજ હિંદી સંઘની સરકારો ખુબજ ગંભીર અને મહત્વના મુદ્દાઓ અંગે શાહીવાદી યુદ્ધખોરોની પાછળ ઘસડાઇ છે—જો કે પ્રજાકીય દબાણ હેઠળ તેમણે કેટલાક આંતરરાષ્ટ્રીય મુદ્દાઓ પર પ્રગતિશીલ બળોની બાજુ લીધી છે. પરંતુ હિંદની આઝાદી અને લોકશાહીનું ભાવિ શાહીવાદ-વિરોધી છાવણી સાથે એટલું ગાઢ રીતે સંકળાયેલુ છે કે પાકિસ્તાન સહિત સારાયે હિંદે આ કહેવાતી તટસ્થતાની નીતિનો ત્યાગ કરવો જોઇએ.

# દેશનું લોકશાહી અર્થતંત્ર વેચતા કરારો

હિંદની સરકારે તો, ખાસ કરીને બ્રિટિશ-અમરિકી જૂથમાંના સંખ્યાબંધ પરદેશી રાજ્યો સાથે વેપારી કરારોય કરી નાખ્યા છે. આ કરારો મુજબ 'જે માલ આયાત કરવા માટે મુકરર કરવામાં આવ્યો હોય તે માલ ઉત્પન્ન કરતા હિંદી ઉદ્યોગોને રાજ્યની મદદ આપી શકાય નહિ.' (એટલે કે, આજે હિંદને મોટા મોટા ઉદ્યોગો સ્થાપવા માટે મશીનરીની ખૂબ જરૂર છે. પરંતુ જો હિંદ આવી મશીનરી બહારથી આયાત કરે તો આ કરાર મુજબ હિંદી સરકાર આપણા દેશમાં જ આવી મશીનરી પેદા કરવા માટેના ઉદ્યોગને મદદ કરી શકે નહિ. દાખલા તરીકે, કાપડ વણવાની શાળો, મોટર, વિમાન, એંજીન, બોયલર વગેરે બનાવવાની મશીનરી જો તમે અમેરિકા પાસેથી ખરીદો તો આવી મશીનરી તમે હિંદમાં બનાવી શકો નહિ. એટલે આવી મશીનરી પેદા કરવા માટે ઉદ્યોગોને રાષ્ટ્રની માલિકીના ન બનાવી શકાય પણ તેમને ખાનગી માલિકી પર જ છોડવા પડે. અને ખાનગી માલિકોનો મૂળ હેતુ નફો હોવાથી જો પરદેશી માલ વેચી લખલૂટ નફો કરાતો હોય તો માલિકોને તે માલ પોતાના દેશમાં બનાવવાની પડી હોતી નથી. પરિણામે દેશનું ઉદ્યોગીકરણ ખોરંભે જાય છે.—સંપાદક)

આનો સાફ અર્થ એ છે કે, કામદારોનું જીવન ધોરણ સુધારવા કે માલના ભાવ ઘટાડવા માટે આ ઉદ્યોગોને રાષ્ટ્રની માલિકીના બનાવી શકાય નહિ અથવા તેમના વિકાસ અર્થે રાજ્યની આર્થિક મદદ પણ આપી શકાય નહિ.

(આ રીતે હિંદના ઉદ્યોગીકરણ અને રાષ્ટ્રીયકરણનું ભાવિ શાહીવાદીઓને સોંપવાના બદલામાં એ શાહીવાદીઓએ હિંદી મૂડીવાદીઓને મધ્ય પૂર્વના દેશો। ઇરાન,

ઈરાક તથા દક્ષિણ-પૂર્વ એશિયાના દેશો બ્રહ્મદેશ, મલાયા, સીઆમ, હિંદી ચીન વગેરેમાં કાપડ જેવી ચીજો વેચવા દેવાનું સ્વીકાર્યું છે —સંપાદક)

આ કરારો મુજબ પરદેશથી આયાત કરેલ માલની કિંમત ચૂકવવા માટે હિંદને બ્રહ્મદેશ-મલાયા જેવાં નિકાસ માટેનાં બજારો મળશે. અને રાજ્ય તરફથી નિકાસ ઉપર જોર દેવામાં આવશે.

આ ઉપરથી જણાય છે કે ચાવીરૂપ ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ થશે નહિ; અને બીજું એ કે ઉદ્યોગોને ખાસ કરીને નિકાસનો માલ ઉત્પન્ન કરવા માટે જોતરવામાં આવશે. આમ, પરદેશી હુંડિયામણ મેળવવા માટેની નિકાસ યોજનાથી દેશની અંદરની વપરાશની ચીજોનું ઉત્પાદન ઓછું થઇ જશે અને જીવનની જરૂરિયાતની ચીજોના ભાવ ઉંચા ચઢશે.

આ હકીકત બતાવે છે કે નિકાસનાં બજારો મેળવવા માટે હિંદના મૂડી-વાદી વર્ગે બ્રિટિશ-અમરિકી શાહીવાદીઓ સાથે સમજુતી કરી છે; અને હિંદી સરકારે ( આ 'હવાના કરાર' મારફત ) તેની આ પ્રત્યાઘાતી-બજારો માટે બીજા પ્રદેશોમાં પગપેસારો કરવાની પરદેશનીતિને ટેકો આપવાનું કબૂલ કર્યું છે. પરદેશી શાહીવાદી સત્તાઓ સાથે આવી જાતના શરણાગતિના કરાર કર-વામાં આવ્યા છે તેનું કારણ એ છે કે હિંદી સરકારે જનતાનો સાથ લઇ બ્રિટન પાસેથી હિંદની સ્ટર્લીંગ પૂરાંતો મેળવવા માટે લડવાનો રસ્તો છોડી દીધો છે તથા બ્રિટિશ-અમરિકી શાહીવાદ સામે મક્કમતાથી લડી રહેલી લોક-શાહી સત્તાઓ સાથે જોડાવાની નીતિ અપનાવવાનો તેણે ઇન્કાર કર્યો છે. આ રીતે તેણે જનતાનો નહિ પણ હિંદી મૂડીદારોનો રસ્તો લીધો છે.

પાકિસ્તાન સરકાર તો આવી શરણાગતિની નીતિ વધુ ખુલ્લી રીતે અપ-નાવી રહી છે. લોકશાહી રાજ્યો સાથે કરારો કરવાને બદલે તેણે ઔદ્યોગિક કારખાનાઓ તથા બંદરોને વિકસાવવા માટે અમેરિકાની લોન અને બ્રિટિશ મૂડીની ભીખ માંગવા માંડી છે.

હિંદના તેમજ પાકિસ્તાનના મૂડીદારો એશિયામાં માર્શલ યોજના દાખલ કરાવવા ખૂબ જ પ્રયત્નો કરી રહ્યા છે. એશિયામાં માર્શલ યોજના લાગુ પાડવાથી આપણા રાષ્ટ્રીય આર્થિક જીવનનો વિકાસ નહિ જ થાય; ઉલ્ટું એનું પરિણામ હંમેશ માટેની સાંસ્થાનિક ગુલામી અને આર્થિક અવ-દશામાં આવશે. હિંદ અને પાકિસ્તાનના રાષ્ટ્રીય અર્થતંત્રની પુનર્રચનાને ઝડપથી આગળ વધારવા માટે, જે કોઈ લોકશાહી રાજ્યો હોય, જેમનો હેતુ કોઈ રીતે શાહીવાદી ન હોય તેમની સાથે, પરસ્પર મદદ અને સમાનતાના પાયા ઉપર એક બીજાને મદદ કરવાના કરારો અને સંધીઓ કરવી એ જ એક માત્ર ઉપાય છે. પરંતુ હિંદ અને પાકિસ્તાનની સરકારો તો એથી ઉલ્ટો જ માર્ગ ~~લઇ~~ રહી છે. તેઓ દેશના મૂડીદાર વર્ગની સ્વાર્થી લાલસાઓને સંતોષવા બ્રિટિશ-અમરિકી શાહીવાદનો સાથ લઇ રહી છે.

કોમી રમખાણો એ તો શાહીવાદી કારસ્થાન અને મૂડીવાદી નેતાગીરીની બાંધછોડની નીતિનું સીધે સીધું પરિણામ છે. બ્રિટિશ શાહીવાદે કોમી રમખાણોના પાયાને ચાર રીતે મજબૂત કર્યો છે: (૧) દેશના કોમી ધોરણે ભાગલા–પાડી, જેથી એક કોમ બીજી કોમની દુશ્મન બની. (૨) સરહદો એવી રીતે નક્કી કરવામાં આવી કે જેથી કોમી કડવાશ ટોચે પહોંચી. (૩) દેશી રજવાડાંઓને 'આઝાદ' જાહેર કરવામાં આવ્યાં કે જેથી તેઓ હિંદ અને પાકિસ્તાન સાથે કાવાદાવા કરી એક બીજાની વચ્ચે ખૂબ જ ઝેરી અથડામણો ઉભી કરી શકે. (૪) મોટા ભાગના લશ્કરી અમલદારો અને નોકરશાહોમાં કોમી ઝેર ફેલાવવામાં આવ્યું જેનું પરિણામ રાજતંત્ર મારફત હુલ્લડોની આગ ચાંપવામાં આવ્યું.

કોમી રમખાણો ઉશ્કેરી બ્રિટિશ શાહીવાદ એવી પરિસ્થિતિ ઉભી કરે છે કે જેથી રાષ્ટ્રીય મૂડીવાદી નેતાગીરીને વધુ ને વધુ શાહીવાદી વર્ચસ્વને તાબે થવાની ફરજ પડે, અને શ્રમજીવી આમ જનતાને ઉપલા વર્ગની નેતાગીરી, એટલે કે, રાષ્ટ્રીય નેતાગીરીને તાબે થવાની ફરજ પડે. તેનો હેતુ તમામ લોકશાહી ચળવળો અને જનતાની એકતાને ખતમ કરવાનો છે.

હિંદુ મહાસભા, આર. એસ. એસ , મુસ્લિમ કોમવાદીઓ અને શાહીવાદે પાછળ છોડેલા નોકરશાહી તંત્રવાહકો જેવાં ફાસિવાદી તત્વો રમખાણો જગાવનાર મુખ્ય આડતિયાઓ છે. રાજા–નવાબો–જમીનદારો તેમના સરદાર છે, પરંતુ કોંગ્રેસ અને લીગની નેતાગીરીના અમુક ભાગ સહિત મૂડીવાદીઓએ પણ કોમી રમખાણોમાં આગળ પડતો ભાગ લીધો છે–જો કે કોંગ્રેસ ને લીગની નેતાગીરીમાંના ચોક્કસ વિભાગોએ રમખાણો સામેનું વલણ અખત્યાર કર્યું છે.

કામદારો, કિસાનો અને પ્રગતિશીલ ભણેલો વર્ગ કોમી રમખાણ સામેનાં ખુબજ મક્કમ બળો છે. કારણ કે રમખાણો તેમની તમામ લોકશાહી ચળવળને ખતમ કરી નાખે છે. કોમી રમખાણોનો સામનો કરવામાં તેમણે રમખાણો સામેના સરકારી ઉપાયો સહિત તમામ તકોનો ઉપયોગ કરવો જોઈએ જરા યે અચકાયા વિના સરકાર કે રાષ્ટ્રીય નેતાગીરીનાં રમખાણો દાબી દેવાના એકે એક પગલાને તેઓ ટેકો આપશે; તેમજ વધુ ગંભીર ઉપાયો લેવા માટે તેમની ઉપર દબાણ પણ લાવશે.

પરંતુ જો મૂડીવાદી નેતાગીરીની શાહીવાદનો સાથ શોધતી નીતિ તેમજ આત્મનિર્ણયના સિધ્ધાંત સામેના તેના વિરોધને સફળ રીતે હરાવવામાં નહિ આવે તો રમખાણો ફરી ફરીને થયાં જ કરશે.

વળી, જો રાજ્યનાં ખાતાંઓ ઉપરની શાહીવાદી પકડને સંપૂર્ણ રીતે નાબૂદ નહિ કરવામાં આવે અને સંપૂર્ણ લોકશાહી તથા જનતાના આત્મનિર્ણયની સ્થાપના નહિ કરવામાં આવે તો ફક્ત કોમી રમખાણો નહિ પણ

એક બીજી પ્રજાઓ વચ્ચે, ઉજળિયાત અને પછાત વર્ગો વચ્ચે તેમજ બીજી જુદી જાતિઓ વચ્ચે વધુ ને વધુ મોટા પાયા પર રમખાણો થશે.

આથી, તમામ રમખાણોની શકયતાનો અંત લાવવા માટે કોંગ્રેસ અને લીગ નેતાગીરી સામેની મક્કમ લડતની ખુબ જ જરૂર છે. ખુદ મૂડીવાદી વર્ગ કોમી વર્ચસ્વના વિચારથી ઘેરાઇ ગયો છે. અને, એથી કોંગ્રેસ અને લીગની નેતાગીરી પણ એક બીજાની સામે સત્તા માટે કાવાદાવા કરવામાં કોમી તત્વો પર મોટે ભાગે આધાર રાખે છે. જો કે તેઓ શાહીવાદ તરફી સામંતી તત્વોની દોરવણી હેઠળ થતાં કોમી રમખાણોની ભયંકરતાથી અચંબો પામે છે અને કેટલીક વાર અંજાઇ પણ જાય છે છતાં તેઓ તેમને દાબવા માટે અસરકારક ઉપાયો લેવામાં નિષ્ફળ નિવડયા છે. આ રમખાણોનો અંત સંપૂર્ણ લોકશાહી માર્ગે જ લાવી શકાય તેમ છે.

# ૧૫ મી ઓગસ્ટ પછી

**આ** બધાનો સાર એક છે: ૧૫મી ઓગસ્ટ પછી હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસ અને મુસ્લિમ લીગના નેતાઓ જેઓ આજે હિંદ અને પાકિસ્તાન સરકારોમાં સત્તાના હોદ્દાઓ પર છે તેઓએ બ્રિટિશ–અમેરિકી શાહીવાદ સાથે આર્થિક, લશ્કરી અને રાજકીય જોડાણ કરવાનુ શરૂ કરી દીધું છે તેઓ સમગ્ર રીતે પ્રત્યાઘાતીઓની છાવણીને મજબૂત બનાવી રહ્યા છે.

● હિંદ અને પાકિસ્તાનની સરકારોની રાજકીય નીતિ તેમનો સાચી લોકશાહી પ્રત્યેનો ભય વ્યકત કરે છે. પ્રત્યાઘાતી સ્થાપિત હિતોના લાભમાં તેઓ આમ જનતાના લોકશાહી હકકોને કચડી રહ્યા છે તેમજ છીનવી રહ્યા છે, તેમાં તેમનો આ ભય જ જાહેર થાય છે. તેમની આર્થિક નીતિ જનતાના કલ્યાણ અને લોકશાહી અર્થતંત્ર તરફ નહિ પણ હાલની પછાત સાંસ્થાનિક આર્થિક વ્યવસ્થાને કાયમ રાખવા અને મૂડીવાદી શોષણખોરોનાં વધુ ને વધુ ખીસાં ભરવા તરફ લઇ જાય છે.

હિંદી સરકાર તથા તેની નીચેની પ્રાંતિક સરકારો કામદારોને ભોગે મૂડીદારોને પોષવાની નીતિ જ અપનાવી રહી છે. ટ્રેડ યુનિયન આંદોલનની વધતી જતી તાકાતથી ભડકીને કોંગ્રેસ નેતાગીરીએ ઓલ ઇંડિયા ટ્રેડ યુનિયન કોંગ્રેસમાં સંગઠિત થયેલી કામદાર તાકાતને તોડવા માટે સરકારી છત્રછાયા હેઠળ ઇંડિયન નેશનલ ટ્રેડ યુનિયન કોંગ્રેસ નામની હરીફ સંસ્થા ઉભી કરી છે. કામદારોને છેતરવા માટે ઉભાં કરેલાં કંપની યુનિયનોને રાષ્ટ્રીય નામો આપવામાં આવ્યાં છે. જ્યારે જીવવા પૂરતા પગારની માંગણીઓને દાબી શકાય તેમ નથી હોતું ત્યારે લવાદ–પંચ અને એડજ્યુડીકેશનની કોર્ટો સ્થાપવામાં આવે છે; પણ આ કોર્ટોની રચના જ એવી કરવામાં આવે છે કે કામદારોની ઘણીખરી અગત્યની માંગો ઉડી જાય છે.

# મૂડીવાદી નીતિ

મૂડીદારોને લખલૂટ નફા મળતા રહે એ માટે સરકારે કાળાં બજાર સામે કદી યે અસરકારક પગલાં લીધાં નથી; આ બાબતમાં તેમણે જૂની શાહીવાદી નીતિને જ આગળ ધપાવી છે; અને હવે કાળાં બજારના ભાવોને કાયદેસર બનાવવા માટે તેમણે કંટ્રોલ કાઢી નાખવાની નીતિ સ્વીકારી છે.

જ્યારે કંટ્રોલની જૂની નીતિ ભાવો પર કાબૂ રાખવામાં તથા ઉત્પાદન વધારવામાં બિન-અસરકારક નીવડી અને જ્યારે તમામ અગત્યના ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવાની તાત્કાલિક જરૂરિયાત સૌને જણાવા લાગી તેવે ટાંકણે અખિલ હિંદની કોંગ્રેસ નેતાગીરી વચ્ચે પડી અને તેણે સરકારને રાષ્ટ્રીયકરણ કરવાને બદલે કંટ્રોલો ઉઠાવી લેવાની સૂચના કરી.

આજે ખેતી અંગેની કટોકટી એટલી હદે પહોંચી છે કે જમીનદારી પ્રથાની સંપૂર્ણ નાબૂદી અને ખેડૂતોને જમીન વહેંચી આપવાની (એટલે ખેડે તેની જમીન કરવાની) તાત્કાલિક જરૂરિયાત ઉભી થઇ છે. જુદી જુદી પ્રાંતિક કોંગ્રેસ સરકારોએ કાયદા મુજબની જમીનદારી પ્રથાને નાબૂદ કરવાનાં બિલો ધારાસભામાં દાખલ કર્યાં છે. પરંતુ એમાં ખેડૂતોને જમીન આપવાની કોઈ જોગવાઇ કરી નથી; એટલું જ નહિ પણ તેમાં મોટા ભાગના જમીનદારોની ખાનગી જમીનને લઇ લેવાનું પણ સૂચવ્યું નથી.

હજારો એકર ખાનગી જમીન ધરાવતા જમીનદારોને સાબૂત રાખવામાં આવ્યા છે જ્યારે ગણોતિયા અને ભાગે ખેડતા ખેડૂતો તેમજ જમીન વિનાના ખેત મજુરોને બેદાખાઉ જમીનદારોની દયા પર છોડવામાં આવ્યા છે. આ સરકારી બિલો જમીનદારોને ભારે બદલો ચૂકવી જમીનદારી પ્રથાને સ્થાને રૈયતવારી પ્રથા દાખલ કરે છે.

કેટલાક ખેતી અંગેના નાના સુધારાઓ પણ ખૂબ જ હિંચકિચાટ સાથે દાખલ કરવામાં આવે છે ત્યારે તેને પસાર કરવામાં ખૂબ જ ઢીલ થાય છે. એટલું જ નહિ પણ આ સુધારાઓમાં જમીનદારોને લાભદાયી કલમો ય દાખલ કરવામાં આવે છે. રાષ્ટ્રીય સરકારે સૂચવેલા આ સુધારાઓ ખેડૂત જનતામાં ભાગલા ઉભા થાય એવી રીતે જાણી જોઇને ઘડવામાં આવ્યા છે.

કોંગ્રેસની પીઢ નેતાગીરી દેશી રજવાડાંઓ સાથે પ્રત્યાઘાતી કરારો કરે છે. રજવાડી આપખુદીને સાબૂત કરવામાં આવે છે; અને તેમના સત્તાખોર રાજતંત્રને બંધારણીય ખાત્રીઓ આપવામાં આવે છે.

જૂના નોકરશાહી રાજતંત્ર, તેનાં સશસ્ત્ર દળો અને નોકરશાહીને એમને એમ રાખવામાં આવ્યાં છે; એટલું જ નહિ પણ તેમની ઉપર બ્રિટિશ જાસી-

મોએ કેળવેલા અને બ્રિટિશ સલાહકારોના ટેકાવાળા પરદેશી અમલદારોને રાખવામાં આવ્યા છે.

સરદાર પટેલ અને પંડિત નહેરૂની દોરવણી હેઠળ બંધારણ સભાએ જે બંધારણ ઘડી કાઢયું છે તે સત્તાખોરીથી ભરેલું છે; જો કે પુખ્ત મતાધિકાર અને ધારાસભાને જવાબદાર પ્રધાન મંડળો જેવા સુધારા દાખલ કરવામાં આવ્યા છે. આ બંધારણ સરકારના વડા અમલદારોને અસાધારણ સત્તાઓ આપે છે, દેશી અને પરદેશી મૂડીદારોને મૂળભૂત હક તરીકે પૂરતા બદલાની ખાત્રી આપે છે. પ્રજાઓના આત્મનિર્ણયને બંધારણમાં કોઇ સ્થાન આપવામાં આવ્યું નથી. બીજી બાજુથી, પ્રાંતિક સ્વરાજ પર પણ કાપ મૂકવામાં આવ્યો છે; સપ્રમાણ પ્રતિનિધિત્વ નામંજુર કરાયું છે.

# જનતા પર દમન

એક બાજુ જ્યારે આવું બંધારણ પાટે ચડાવાઇ રહ્યું છે ત્યારે બીજી બાજુ નવા તાકિદના કાયદાઓ પસાર કરવામાં આવે છે. અને સરકારનાં આ પગલાં સામે જ્યારે પ્રજા વિરોધ ઉઠાવે છે ત્યારે તેની ઉપર શાહીવાદી રીતરસમ પ્રમાણે ગોળીઓ છોડાય છે. તાકિદની સત્તાઓ કોમવાદીઓ સામે બહુ જ ઓછા પ્રમાણમાં વાપરવામાં આવે છે જ્યારે મુખ્યત્વે તો કામદારો, કિસાનો અને વિદ્યાર્થીઓની ચળવળ સામે તે વાપરવામાં આવે છે.

નવું બંધારણ પસાર કરવામાં આવે તે પહેલાં જ લોકશાહી ચળવળોને કચડી નાખવા માટે જૂના શાહીવાદી કાયદાઓ અને વટહુકમોનો પૂરેપૂરો ઉપયોગ કરવામાં આવે છે. એનો હેતુ એવો છે કે આ રીતે લોકશાહી ચળવળ ખતમ થતાં પુખ્ત મતાધિકાર જેવાં સાધનોનો ઉપયોગ આમજનતાના હિતમાં થઈ શકે નહિ.

આથી પણ ખરાબ ઘટનાઓ પાકિસ્તાનમાં બની રહી છે. લીગની જમીનદારી-મૂડીદારી નેતાગીરી પણ પાકિસ્તાનને આઝાદ લોકશાહી અને તેના પડોશીઓ સાથે મિત્ર બનાવવાની કોઈ પણ પ્રજાકીય ચળવળ સામે તમામ જાતનું દમન કરે છે.

બ્રિટિશ-અમરિકી શાહીવાદીઓ કોંગ્રેસ અને લીગની નેતાગીરીને સાથે લઈ દુનિયા પર વર્ચસ્વ જમાવવાની પોતાની યોજના આગળ ધપાવી રહ્યા છે. ઉપલા વર્ગોની નેતાગીરી હેઠળ હિંદ અને પાકિસ્તાન વધુ ને વધુ સાંસ્થાનિક ગુલામીની ખાઇમાં ગબડી રહ્યા છે. દુકાળ, ઉંચે ચઢતા ભાવો, તમામ ચીજોની વધતી જતી તંગી, બેકારી, ત્રાસ અને કોમી રમખાણો જ શ્રમજીવી જનતાના નસિબમાં ઠોકાયા છે.

# પ્રજાકીય જુવાળ

બ્રિટન અને અમેરિકાની શાહીવાદી યોજનાનો સામનો પૂર્વ યુરોપનાં લોકશાહી રાજ્યો બહાદુરીથી કરી રહ્યાં છે. આ સામનામાં સોવિયેત સંઘ પણ તેમને મદદ કરી રહ્યું છે. ફ્રાન્સ અને ઇટાલીની જનતા પણ તેની સામે લડી રહી છે. આ બાજુ ચીનની ધરતી પર કમ્યુનિસ્ટ પાર્ટીની નેતાગીરી હેઠળ ચીનની મહાન પ્રજા શાહીવાદી યોજનાને એક પછી એક ફટકા લગાવી રહી છે તો ઇન્ડોનેશિયા અને વિએતનામની વીર પ્રજા પણ એની સામે ઝઝૂમી રહી છે.

અને હિંદની ધરતી ઉપર, પણ લોકશાહી લડતો વધુ ને વધુ આગળ આવતી જાય છે. દેશી રાજ્યોની પ્રજાની આપખુદી સામેની લડતો; દક્ષિણ હિંદ, બિહાર, ઓરિસા અને બંગાળની કિસાન લડતો; કામદાર વર્ગની હડતાળો; કલકત્તામાં ખાસ તાકિદની સત્તાઓ સામેના આમ દેખાવો તથા મધ્યમવર્ગી નોકરિયાતો અને વિદ્યાર્થીઓની લડતો—આ તમામ બળો આગળ આવશે જ અને બ્રિટિશ-અમરિકી શાહીવાદ અને તેના પ્રત્યાઘાતી ગોઠિયાઓને ભોંય ભેગા કરશે જ.

# મૂડીવાદી નેતાગીરી સામે જનતાનો લોકશાહી મોરચો માંડો

તમામ ઉદ્દામ પક્ષો, કોંગ્રેસ અને લીગની અંદરના પ્રગતિશીલ લોકો, કોંગ્રેસ અને લીગના કેટલાક વિભાગો, કામદાર-કિસાનોની આમ સંસ્થાઓ તથા પ્રગતિશીલ બુદ્ધિજીવીઓ—આ તમામનો લોકશાહી મોરચો સંપૂર્ણ આઝાદી અને સાચી લોકશાહી માટે ખડો કરવો જોઇએ.

આ લોકશાહી મોરચામાં કોંગ્રેસ અને લીગનું સ્થાન શું છે તે સ્પષ્ટ રીતે સમજવું જોઇએ. કોંગ્રેસ અને લીગ લાખો લોકોનો વિશ્વાસ ધરાવે છે કોંગ્રેસ અને લીગની અંદરના સતત રીતે શાહીવાદ વિરોધી અને લોકશાહી માણસોએ મવાળ નેતાગીરી સામે જે લડત કરી છે તેને કમ્યુનિસ્ટ પાર્ટી ખૂબ જ મહત્ત્વ આપે છે.

કમ્યુનિસ્ટ પાર્ટી કોંગ્રેસ અને લીગની અંદરના ઉદ્દામોને વિનંતી કરે છે કે તેમણે તેમની લડત સહેલાઇથી છોડી ન દેતાં લોકશાહી ક્રાંતિના કાર્યક્રમ માટે વધુ ઉગ્ર રીતે લડવું જોઇએ; એટલું જ નહિ પણ તેમણે મૂડીવાદીઓ અને પ્રત્યાઘાતીઓ સામે લોકશાહી મોરચાનાં બળો સાથે હાથમાં હાથ મિલાવવા જોઇએ. કોંગ્રેસ અને લીગવાદી જનતાને લોકશાહી મોરચાની ચળવળમાં ભાગ

લેતી કરવાથી બાંધછોડ કરનારા નેતાઓની પ્રત્યાઘાતી નીતિને એક જબ્બર નિર્ણયાત્મક ફટકો લાગશે. પરિણામે બાંધછોડ કરનારા પ્રત્યાઘાતી નેતાઓ લોકશાહી આમ જનતાથી અલગ પડી જશે.

એટલા માટે જ ઉદ્દામોએ પોતાનું લોકશાહી આંદોલન એ રીતે આગળ વધારવું જોઇએ કે જેથી તે કોંગ્રેસ અને લીગવાદી આમ જનતાને મૂડીવાદી નેતાગીરીની લાગવગમાંથી છૂટવામાં મદદરૂપ થાય. જનતાને મૂડીવાદી નેતાઓની લાગવગ હેઠળથી છોડાવવામાં ઉદ્દામો અને વિકસતા લોકશાહી મોરચાનાં સ્વતંત્ર આંદોલનો ખૂબ જ મોટો ભાગ ભજવશે.

આવા આ લોકશાહી મોરચાનું ઘડતર ઉદ્દામ પક્ષો, કિસાન, કામદાર અને મધ્યમવર્ગી નોકરિયાતોના લોકશાહી આમ સંસ્થાઓ, કોંગ્રેસ અને લીગવાદી આમ જનતા વગેરેના સંયુક્ત આંદોલનો મારફત થશે. કોમી રમખાણો સામે, હિંદ અને પાકિસ્તાન વચ્ચે યુદ્ધ જગાવવાના પ્રયત્નો સામે તથા દમનનાં પગલાંઓ સામે સંયુક્ત આંદોલનો જગાવવામાં આવશે; એટલું જ નહિ પણ આ આંદોલનો દેશી રાજ્યોમાં લોકશાહી સુધારાઓ દાખલ કરાવવા અને કિસાન, કામદાર અને શ્રમજીવી જનતાના હકો મેળવવા માટે થશે. વળી, હિંદ અને પાકિસ્તાનની પ્રત્યાઘાતી નીતિને તથા બ્રિટિશ-અમરિકી શાહીવાદી યોજનાને સતત અને પદ્ધતિસર ઉઘાડી પાડીને પણ આ મોરચાનું ઘડતર થશે.

આ લોકશાહી મોરચાનો ઉદ્દેશ હિંદ અને પાકિસ્તાનની સરકારોમાં મૂળભૂત ફેરફારો કરવાનો હોવો જોઇએ. આવા ફેરફારોનો હેતુ સંપૂર્ણ આઝાદી અને સમાજવાદ તરફ લઈ જાય તેવી પ્રગતિશીલ લોકશાહી સ્થાપવાનો હોવો જોઇએ. આવો મોરચો શ્રમજીવી જનતાનું સંગઠન કરી જનતાના નીચલા થરોમાંથી ઘડવો જોઇએ અને આવા સંગઠન માટેના સંયુકત પ્રયાસોમાં તમામ ઉદ્દામ પક્ષો અને પ્રગતિશીલ સંસ્થાઓએ લાગી જવું જોઇએ.

## કાર્યક્રમ

આવા મોરચાના ઘડતર માટેનો માર્ગ મોકળો થઈ જાય એ માટે ઉદ્દામ પક્ષોએ પોતાના મતભેદો પતાવી એક કતારમાં થઈ જવું જોઇએ. સારી યે દુનિયાની જેમ હિંદ અને પાકિસ્તાનમાં જો પ્રગતિશીલ બળો એક બને તો તેઓ પ્રત્યાઘાતીઓ કરતાં અનેકગણા બળવાન સાબિત થયા વિના નહિ રહે.

આવા લોકશાહી મોરચાના ઘડતર માટે પાયા રૂપે નીચેનો કાર્યક્રમ હોવો જોઇએ:

(૧) બ્રિટિશ સામ્રાજ્યમાંથી સંપૂર્ણ રીતે અલગ થઇ સંપૂર્ણ આઝાદીની સ્થાપના કરવી; બ્રિટિશ-અમરિકી શાહીવાદીઓના જૂથ સામે લડતા લોકશાહી રાજ્યોના સાથી બનવું.

(૨) સપ્રમાણ પ્રતિનિધિત્વ અને પુખ્ત વયનો મતાધિકાર, સ્વાધીન ભાષાવાર પ્રાંતો, મરજીયાત હિંદી સંઘ અને છૂટા થવાના હક્ક સાથે તમામ પ્રજાઓના આત્મનિર્ણયનો સ્વીકાર—આ સિધ્ધાંતોના પાયા ઉપર એક લોકશાહી બંધારણ ઘડવું; દમનના તમામ કાયદાઓ પાછા ખેંચી લેવા.

(૩) જ્યાં જ્યાં બાજુ બાજુના વિસ્તારોમાં આદીવાસીઓ અને પછાત જાતિઓ રહેતી હોય ત્યાં ત્યાં તેમના સ્વાધીન પ્રદેશો સ્થાપવા.

(૪) દેશી રજવાડાંઓમાંથી રાજાશાહીને નાબૂદ કરવી; દેશી રાજ્યોમાં તાત્કાલિક જવાબદાર સરકારો માટેની લડતોને મજબૂત બનાવવી અને રાજાશાહીના અંત સુધી તેને આગળ ધપાવવી.

હિંદ કે પાકિસ્તાન સાથેના દેશી રાજ્યના જોડાણનો પ્રશ્ન સારીયે જનતાના મતથી ઉકેલવો; જોડાણના વ્યાજબીપણાનો સવાલ ત્રણ મુદ્દાઓ મુજબ વિચારવો જોઇએ: (અ) લાગતા વળગતા દેશી રાજ્યની જનતાની રાષ્ટ્રીયતા કઇ છે. (બ) દેશી રાજ્યના આર્થિક સંબંધો કોની સાથે છે; અને (ક) લોકશાહી ચળવળની સફળતાની ખાત્રી ક્યાં રહેલી છે.

(૫) લઘુમતિઓના હક્કો, લઘુમતિઓનાં કામ ધંધા, સંસ્કાર અને ભાષાને એક સરખું રક્ષણ આપવું, કોમી ભેદભાવ અને રમખાણો સામે ઝુંબેશ ચલાવવી, હિંદ અને પાકિસ્તાન વચ્ચે સહકાર સ્થપાય અને તેઓ એક બીજાને મદદરૂપ થાય એ માટે પ્રયત્નો કરવા.

(૬) મુખ્ય આર્થિક સાધન સંપત્તિ અને અગત્યના ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવું. કાળાં બજારો સામે ઝુંબેશ ચલાવવી અને જ્યાંસુધી પૂરતું ઉત્પાદન ન થાય ત્યાં સુધી અસરકારક ભાવબંધી અને સંપૂર્ણ રાશનીંગ રાખવા માટે લડવું.

આવા ઉપાયો રાષ્ટ્રીયકરણ કરીને તથા વ્યવસ્થા તંત્રમાં કામદારોનો સહકાર અને વહેંચણીના તંત્રમાં જનતાનો સહકાર લઇને જ અસરકાર કરીતે અમલમાં મૂકી શકાય તેમ છે. આર્થિક પુનર્રચના દુનિયાના શાહીવાદ વિરોધી લોકશાહી રાજ્યો સાથે એક બીજાને મદદ કરવાના કરારો કરીને થઈ શકે તેમ છે.

(૭) તમામ જાતની જમીનદારી પ્રથા બદલો આપ્યા વિના નાબૂદ કરવી અને ખેડે તેને જમીન આપવી. અખિલ હિંદ કિસાન સભાના ઠરાવ મુજબ આનો અમલ કરવો.

(૮) આઠ કલાકનો દિવસ રાખવો, કામદારોને જીવન-ખર્ચ પૂરતો પગાર આપવો અને સમગ્ર રીતે કામદારોના જીવન ધોરણમાં સુધારો કરવો. બેકારીનો તથા છટણીનો સામનો કરવો અને તમામ લોકો માટે પૂરતું કામ મેળવવું.—ટ્રેડ યુનિયનોની એકતા જાળવવી.

(૯) ખેતી અને ગૃહઉદ્યોગોને રાજ્યની મદદ આપવી.

(૧૦) નોકરશાહી તંત્રમાંથી તમામ પ્રત્યાઘાતી તત્વોને હાંકી કાઢી તેમાં ધરમૂળનો ફેરફાર કરવો.

(૧૧) પ્રત્યાઘાતી અમલદારોને હાંકી કાઢી હવાઈ દળ, નૌકા દળ અને લશ્કરને લોકશાહી બનાવવું.

ઉપલો કાર્યક્રમ રાષ્ટ્રીય આંદોલનને લોકશાહી દિશામાં આગળ ધપાવવા માટે છે; એટલું જ નહિ પણ તે આપણા દેશ પર આવી પડેલી ગંભીર કટોકટીનો ઉકેલ કરે છે.

આજે શ્રમજીવી જનતાની આ ઓછામાં ઓછી અને તાત્કાલિક જરૂરિયાતો છે. આ કાંઈ દૂરના ભાવિનો આદર્શ નથી. ઉપલા કાર્યક્રમને સંપૂર્ણ રીતે પાર પાડવા પરજ હિંદ અને પાકિસ્તાનની જનતાની એકતા, આઝાદી અને આબાદીનો આધાર રહેલો છે.

ઉપરના કાર્યક્રમમાં જણાવેલા ઉદ્દેશોને સિદ્ધ કરવા માટે હિંદી કમ્યુનિસ્ટ પાર્ટી દરેકે દરેક લોકશાહી સુધારા માટે, દરેકે દરેક પ્રત્યાઘાતી હુમલા સામે જનતાને સંગઠિત કરશે. આમ કરવામાં કમ્યુનિસ્ટ પાર્ટી હરેક જગ્યાએ હરેક સંસ્થાનાં પ્રગતિશીલ બળોને એક કરવામાં પોતાની તમામ તાકાત વાપરશે.

આવો સંયુકત લોકશાહી મોરચો ઘડવાની જરૂરિયાતને ઓછી આંકવી એ તકવાદ છે. જનતાના દબાણથી કોંગ્રેસ નેતાગીરીની નીતિમાં પલટો લાવવાનું શકય છે અથવા તો પ્રધાનમંડળમાં આમ તેમ ફેરફાર કરી સારા યે રાજકારણના માળખામાં પલટો લાવી શકાય એમ છે એવી ભ્રમણા સેવી લોકશાહી મોરચો બાંધવાની જવાબદારીમાંથી છટકી જવું એ નર્યો તકવાદ છે.

સારી યે મહેનતકશ જનતાને દોરતો લોકશાહી મોરચો જ આજની પરિસ્થિતિને ધરમૂળથી પલટાવી શકે તેમ છે અને એ જ હિંદ તેમજ પાકિસ્તાનને આઝાદી, એકતા, લોકશાહી અને  બાદીની આખરી મંઝીલે પહોંચાડી શકશે.

એમ. બી. રાવે, થી
મુંબઈ ૪ થી છાપી

## જેની અરધો લાખ નકલો ખપી ગઈ છે

## જય ગુજરાત તથા જય જુનાગઢ

જુનાગઢની તવારિખી વિજયી લડત બાદ, કચ્છ-ગુજરાત-કાઠિયાવાડનાં તમામ દેશી રાજ્યોમાં પ્રગટી ઉઠેલા વડવાનળની તસ્વીર

કિં. ૧ આનો

જુનાગઢની નવાબીની આપખુદી સામેની કાઠિયાવાડની જનતાની ક્રાંતિકારી લડતનું બયાન

કિં. ૧ આનો

બંને પુસ્તિકાના લેખક: ઇસ્માઈલ હિરાણી



## રશિયન ક્રાંતિ

દુનિયાની પ્રથમ શ્રમજીવી ક્રાંતિનાં સાચા બળોની તથા તેની અપૂર્વ સિદ્ધિઓની સમજ આપતું

**અતિ મહત્વનું પુસ્તક**

મૂળ લેખક: પેજ આ

અનુવાદક: હરિપ્રસા

કિં. ૨

મહાપંડિત રાહુલજી કૃત

## માનવ સમાજ

આદિ માનવથી માંડી સભ્ય માનવ સમાજ સુધીમાં હજારો વર્ષોના સામાજીક-આર્થિક-સાંસ્કૃતિક વિકાસનો

**અભ્યાસપૂર્ણ ગ્રંથ**

અનુવાદક: ચંદુલાલ ભટ્ટ

કિં. ૪ાા રૂ.

રોડ, મુંબઈ-૪

ાદાવાદ